પ્રાર્થના કરે છે. પુત્રો પણ તે કાર્યમાં પોતાની સંમતિ પ્રભુને જણાવે છે. અવસરે પ્રભુ ચંદરાજા વિગેરેને દૃઢ કરવા ( નહીં કે શિથિલ કરવા ) ચારિત્રની મુશ્કેલીઓ - જણાવે છે, પરંતુ 'એ સર્વ મુશ્કેલીઓ કાયરને માટેજ છે, શૂરવીરને કાંઇ મુશ્કેલજ નથી' એમ જણાવી ચંદરાજા પોતાનાં વસ્ત્રાભૂષણો અને મસ્તક પરના કેશને પણ તજી દે છે. પછી પ્રભુ સ્વહસ્તે તેમને મુનિવેષ આપે છે અને મસ્તક પર વાસક્ષેપ કરે છે, કરેમિ ભંતે ઉચ્ચરાવે છે. ચારિત્રનો લાભ મળતાં કોઇ અપૂર્વ સંપત્તિની પ્રાપ્તિ થઇ હોય તેવો ચંદરાજા વિગેરેને હર્ષ થાય છે. સાથે ચારિત્ર લેવામાં સ્ત્રીઓ સ્ત્રીત્વ જાળવે છે, મંત્રી મંત્રીપણું જાળવે છે, ત્યારે નટ નટપણું પણ જાળવે છે. તે દીક્ષા લઇને એમ સૂચવે છે કે 'આજ સુધી નાટક કરીને જગતને રીઝવ્યું, હવે ભવનાટકના સ્વરૂપને બરાબર સમજીને તેનાથી છુટા પડી આત્માને રીઝવશું'. અન્ય રાજાઓ રીઝીને લક્ષ્મી આપતા હતા, તેમ આત્મરાજાને રીઝવીને તેની પાસેથી અનાદિ કાળથી લુંટાઇ ગયેલી આત્મસંપત્તિ–જ્ઞાનાદિ ગુણો મેળવશું, અને કૃતાર્થ થઇશું.

પ્રભુ આભાપુરીથી વિહાર કરે છે એટલે ચંદરાજર્ષિ પણ સાથેજ વિહાર કરે છે. તે વખતે તેમનો પરિવાર પાછા દર્શન દેવાની પ્રાર્થના કરે છે. ચંદરાજર્ષિ તેનો યોગ્ય ઉત્તર આપે છે અને પરિવાર પાછો વળે છે. ચંદરાજર્ષિ સ્થવિર પાસે પ્રથમ ક્રિયાકલાપ શીખે છે, અને પછી જ્ઞાનાભ્યાસ કરે છે. બીજા સાધુ–સાધ્વીઓ પણ પોતપોતાના કર્ત્તવ્યમાં તત્પર થાય છે.

ચારિત્ર ગ્રહણ કરવા માત્રથી ખાટી ગયા એમ માનવાનું નથી, કારણ કે એવું દ્રવ્યચારિત્ર તો આ પ્રાણી ઘણી વખત ગ્રહણ કરે છે; પરંતુ ભાવચારિત્રની પ્રાપ્તિ ન થવાથી ભવમાં ભટકયા કરે છે. ભાવચારિત્રની તો ઉત્કૃષ્ટી આઠ વારજ પ્રાપ્તિ થાય છે. આઠમી વખત તો તે અવશ્ય મોક્ષે જાયજ છે. ચારિત્ર સિંહની જેમ લેવું અને સિંહની જેમ પાળવું એમાંજ મહત્તા સમાયેલી છે. ચારિત્ર લીધા પછી નિરતિચાર પાળવું અને અહર્નિશ જ્ઞાનાદિ ગુણો વિશેષ વિશેષ પ્રગટ કરવા એજ કર્ત્તવ્યશુદ્ધ ચારિત્ર, જ્ઞાન અને સમ્યક્ત્વ બન્નેને પ્રકાશિત કરે છે. ચંદરાજર્ષિ એવુંજ ચારિત્ર પાળે છે, અને આત્માને કર્મમળ રહિત–નિર્મળ કરવાનો સતત પ્રયત્ન આદરે છે. જ્ઞાનગુણની લીનતાથી કર્મોનું ખરૂં સ્વરૂપ સમજી પ્રથમ મોહશત્રુનેજ જીતવાની તે આવશ્યકતા માને છે, અને શાસ્ત્રમાં બતાવેલા તેના મર્મસ્થાનો ઉપર એવા દૃઢ પ્રહારો કરે છે કે જેથી તે નિર્બળ થઇ જાય છે, એટલુંજ નહીં પણ અંશે અંશે પ્રાણ રહિતજ થઇ જાય છે. અંશે અંશે એટલે મોહનીય કર્મની અમુક અમુક પ્રકૃતિઓ ક્ષયભાવનેજ પામતી જાય છે. છઠ્ઠે સાતમે ગુણઠાણે વર્તતા મુનિરાજ ત્યાંથી અપૂર્વકરણ ( આઠમે ) ગુણઠાણે આવી અપૂર્વ વીર્ય ફોરવી જેમ પ્રથમ અપૂર્વકરણરૂપ કુઠાર વડે મોહનીયકર્મની સાત પ્રકૃતિઓનો વિનાશ કર્યો હતો તેમ અહીં અપૂર્વકરણરૂપ વજ્ર વડે મોહનીયકર્મની ચારિત્રને આવરણ કરનારી ( ૨૧ ) પ્રકૃતિઓનો વિનાશ કરવા માંડે છે. આઠમાથી નવમે દશમે ગુણઠાણે જઇ અગ્યારમે ન જતાં બારમે ગુણઠાણેજ જાય છે, અને ચારિત્રાવરણીય સર્વ પ્રકૃતિઓનો વિનાશ કરી

બાકીનાં ત્રણ ઘનઘાતી કર્મનો પણ આત્યંતિક અભાવ કરે છે. અગ્યારમે ગુણઠાણે તો જેણે ઉપશમશ્રેણી માંડી હોય તેજ જાય છે, ક્ષપકશ્રેણીવાળા માટે તે પગથીયુંજ નથી, તે તો દશમેથી બારમેજ આવે છે. જ્યારે ચાર ઘનઘાતી કર્મોનો ક્ષય થાય છે, ત્યારે તેને અનંતર સમયેજ કેવળજ્ઞાન ઉત્પન્ન થાય છે, અને તેરમું સયોગિકેવળી ગુણઠાણું પ્રાપ્ત કરે છે. શુકલધ્યાનના પ્રથમના બે પાયા સેવી આ ગુણઠાણે આવે છે, એટલે અહીં ધ્યાનનો અભાવ છે–ધ્યાનાંતર દશા વર્તે છે શુકલધ્યાનના બાકીના બે પાયા તેરમા ગુણઠાણાને અંતે અને ચૌદમા ગુણઠાણામાં પ્રાપ્ત થાય છે. તે બે પાયા વડે યોગનિરોધ કરી શૈલેષી અવસ્થા પ્રાપ્ત કરી દેહના ત્રીજા ભાગને સંકોચી એટલે કે આત્મપ્રદેશોનો દેહના ⅔ ભાગમાં ઘન કરી એક સાથે દેહમાંથી નીકળે છે, અને જે સમયે નીકળે છે તે સમયેજ સાત રાજ ઊર્ધ્વગમન કરી સિદ્ધિસ્થાન પ્રાપ્ત કરે છે ત્યા તેમની અક્ષયસ્થિતિ હોય છે. ત્યાંથી ફરીને સંસારમાં આવવાપણું નથી; કારણ કે સંસારનાં બીજરૂપ કર્મોનો સર્વથા નાશ થયેલો હોય છે. આવી સર્વોત્તમ દશા ચંદરાજા પ્રાપ્ત કરે છે, અને બીજા પણ કેટલાક જીવો તે સ્થિતિ મેળવે છે. બાકીના સર્વાર્થસિદ્ધ વિમાનમા એકાવતારી દેવ થાય છે અહિં ચંદરાજાનું ચરિત્ર સમાપ્ત થાય છે.

આ બધી હકીકત ઉપરથી જે માર્ગે–જે રીતે તેમણે ( ચંદરાજાએ ) મોક્ષસુખ મેળવ્યુ તે માર્ગેજ અવિનાશી સુખ પ્રાપ્ત કરવાનો છે એમ આપણે સમજવાનું છે પરમાત્માએ એજ માર્ગ બતાવ્યો છે, પરમાત્મા પોતે પણ એજ માર્ગે સિદ્ધ થયા છે, તો હવે આપણે કાળક્ષેપ ન કરતા એ માર્ગે ધીમુ કે ઉતાવળું પણ ચાલવા માંડવું એ આપણું કર્તવ્ય છે ગૃહસ્થધર્મ અંગીકાર કર્યો તે ધીમું ચાલવું છે, અને મુનિપણું સ્વીકારવું તે ઉતાવળુ ચાલવું છે જો ખરેખર અવિનાશી સુખની ઇચ્છા ઉદ્ભવી હોય–વર્તતી હોય તો એ માર્ગે ગમન કરવાથીજ આ ભવમા અથવા આગામી ભવમાં કાર્યસિદ્ધિ થવાની છે એમ સમજવુ આ સંબંધમાં અનેક શાસ્ત્રોમાં પૂર્વપુરુષો આપણા એકાંત હિતવત્સલપણાથી ઉલ્લેખ કરી ગયા છે. આપણે તે સર્વ યથામતિ જાણ્યા છતાં સાસારિક સુખમા આસક્ત થઇ, કષાયોને વશ થઇ, અવિરતિને આગળ કરી, તે માર્ગને યથાશક્તિ પણ સ્વીકારીએ નહીં તો પછી આપણો આ ભવદુઃખમાથી નિસ્તાર કેમ થાય ? નજ થાય માટે ભવ્ય પ્રાણીઓએ આ આખા ચરિત્રને અને તેના રહસ્યને હૃદયમાં અવધારી, તેના પરમ રહસ્ય તરીકે તેના છેલ્લા રહસ્યોમા બતાવેલો માર્ગ સ્વીકારી, આત્મહિત કરવા તત્પર થવુ આ પ્રમાણેની વારવાર સૂચના–પ્રેરણા–ઉદીરણા કરી આ ચરિત્રનું રહસ્ય સમાપ્ત કરવામા આવે છે, અને આ રહસ્ય લખતાં કાંઇ પણ મિથ્યા લખાણું હોય તેને માટે મિચ્છામિ દુક્કડં આપવામા આવે છે

## ઉપસંહાર.

ઉપર પ્રમાણે શ્રી ચંદરાજાનો રાસ સંપૂર્ણ કરતાં તેના કર્ત્તા **શ્રીમોહનવિજયજી** કહે છે કે-મેં આ રાસ રચીને મારી રસનાને પવિત્ર કરી છે, અને શિયળવતને દૃઢ કરવા માટે ભવ્યાત્માઓને શીખામણ આપી છે. આ રાસ વાંચીને કોઈ કવિએ મારી હાંસી ન કરવી, તેમણે તો એમાં કોઇ અઘટિત પદરચના હોય તો સુધારવી, કેમકે હું કાંઇ મોટો કવિ નથી, મેં તો એક આ બાળક્રીડા કરી છે. મેં એમાં મહાપુરૂષોના ગુણ ગાયા છે તેથી મને તો લાભજ છે. મારી કવિતાને કોઇ નિંદે તો તેથી મને કાંઇ પણ નુકસાન નથી. જો કોઈ પણ આ ચરિત્રનો સાંભળનાર પવિત્ર થાય અને આત્મસંપત્તિ મેળવે, તો પછી તેનો કહેનારો પવિત્ર કેમ ન થાય? આત્મસંપત્તિ કેમ ન મેળવે? મેળવેજ. મહાપુરૂષોના ગુણ જેવી આવડે તેવી ભાષામાં પણ કથન કરવાથી લાભજ થાય. જુઓ, ગમે તેવો વાંકો ચુકો પુડલો હોય, પણ તે ખાવાથી ક્ષુધાનું દુઃખ તો દૂર થાયજ.

આટલું કહેવા વડે કર્ત્તા પોતાનું નિરભિમાનપણું સૂચવે છે, અને ઉત્તમ પુરૂષોના ગુણ ગાવાની ઉત્તમતા ઇચ્છક જનોની ફરજ પણ સૂચવે છે.

હવે કર્ત્તા પોતાની પ્રશસ્તિ-ગુરૂપરંપરા વર્ણવે છે. તપગચ્છના નાયક શ્રી **વિજયસેનસૂરિ** થયા કે જેમણે અકબર બાદશાહને પ્રતિબોધ્યો. તેમના શિષ્ય **કીર્ત્તિવિજય**, તેમના **માનવિજય**, તેમના **રૂપવિજય**, અને તેમના શિષ્ય **મોહનવિજયે** ૧૦૮ ઢાળો વડે ચંદરાજા, ચંદરાજર્ષિ અને ચંદકેવળીના તેમજ તેમની સાથે તેમના ઉત્તમ, મધ્યમ અને અધમ એવા-સંબંધમાં આવેલા સંબંધીઓનાં ચરિત્રોનું વર્ણન કર્યું છે. આ રાસ સંવત્ ૧૭૮૩ ના પોષ શુદિ ૫ અને શનિવારે રાજનગર( અમદાવાદ )માં પૂર્ણ કર્યો છે.

કર્ત્તાએ પ્રાંતે આ રાસનું પઠન-પાઠન કરનાર અને સાંભળનાર-સંભળાવનારને આશિષ આપી છે, અને રાસની અંદર જે કાંઇ ઓછું વધતું લખાણ હોય તેને માટે મિચ્છામિદુક્કડ આપ્યો છે, તેમજ આ રાસને અને ચંદરાજાના ગુણાનુવાદને અચળ રહેવારૂપ-દીર્ઘકાળ પર્યંત ટકવારૂપ આશીર્વાદ આપ્યો છે.

**શ્રી ચંદરાજાના રાસના ચતુર્થ ઉલ્લાસનું રહસ્ય સંપૂર્ણ.**



# શ્રી ચંદરાજાના રાસમાં આવતા મુખ્ય મુખ્ય પાત્રોની ઓળખાણ.

---

## પુરુષ વર્ગ.

**ચંદરાજા**—આભાપુરી નગરીનો મહારાજા, વીરસેન રાજાનો પુત્ર

**વીરસેન**—ચંદરાજાનો પિતા

**પદ્મશેખર**—ચંદરાજાની માતા ચંદ્રાવતીનો પિતા

**પવનવેગ**—ચંદરાજાની સાવકી માતા વીરમતીનો પિતા, અને ગગનવલ્લભ નગરનો વિદ્યાધર રાજા

**ગુણશેખર**—ચંદરાજાની પટ્ટરાણી ગુણાવળીનો પિતા.

**મકરધ્વજ**—ચંદરાજાની રાણી પ્રેમલાલચ્છીનો પિતા, અને વિમળાપુરી નગરીનો રાજા

**કનકધ્વજ**—સિંહલરાજ કનકરથનો કોઢીયો પુત્ર, જેને બદલે ચંદરાજા પ્રેમલાલચ્છીને ભાડે પરણ્યા હતા

**કનકરથ**—કનકધ્વજનો પિતા, સિંહલપુરીનો રાજા.

**ગુણશેખર**—ચંદરાજાનો ગુણાવળી રાણીને પેટે જન્મેલો પુત્ર

**મણિશેખર**—ચંદરાજાનો પ્રેમલાલચ્છી રાણીને પેટે જન્મેલો પુત્ર

**શિવકુમાર**—નાટ્યકલામાં પ્રવીણ નટ, જેણે કૂકડો બનેલા ચંદરાજાને પોતાની સાથે રાખ્યા હતા

**સુમતિ**—ચંદરાજાનો પ્રધાન

**સુબુદ્ધિ**—વિમળાપુરીના રાજા મકરધ્વજનો પ્રધાન

**મદનભ્રમ**—પ્રેમલાલચ્છીના પૂર્વભવનો જીવ જે તિલકમંજરી, તેણીનો પિતા, અને તિલકાપુરી નગરીનો રાજા

**શૂરસેન**—શિવકુમાર નટના પૂર્વભવનો જીવ ચંદરાજાનો પૂર્વભવ મંત્રિપુત્રી રૂપમતી અને પ્રેમલાલચ્છીનો પૂર્વભવ રાજપુત્રી તિલકમંજરી, એ બન્નેનો સ્વામી

**સુબુદ્ધિ**—ચંદરાજાનો પૂર્વભવનો જીવ જે રૂપમતી, તેણીનો પિતા, અને મદનભ્રમ રાજાનો મંત્રી